૪૯૧૮

(૦૧૭)

# પાત્રો



*મણી.............ભાઈદાસની છોકરી, રસિકની વહુ

ગંગા.............મણીની મા ભાઈદાસની વહુ

ભાઈદાસ.........સુરતનો એક વાણીઓ

કાળીદાસ..........સુરતનો એક વાણીઓ, મણીને પરણવા તૈયાર થયેલો ડોસો

મોહન.............રસિકનો ભાઈ

*રસિક..............મણીનો વર

રતન
મણબાઈ } ......કાળીદાસની વહુ

દામોદર............મણીનો કાળીદાસ સાથે વેવા કરાવનાર દલાલ

નવનિતરાય........સુરતનો એક નાગર વકીલ

ગુલાબ.............કાળીદાસની ભત્રિજી રસિકની કાકી

કલ્યાણદાસ.........રસિકનો કાકો

બરજોરજી..........એક ડાક્ટર નવનિતરાયનો મિત્ર

બચુ................બરજોરજીની વહુ

કમળા...............નવનિતરાયની વહુ

રાજારામ...........એક સ્વદેશાભિમાની ગૃહસ્થ નવ. નો મિત્ર

ભટ.................કલ્યાણદાસનો રસોઇઓ

ફોજદાર સિપાઈ જડજ જુરર્સ વકીલ વિગેરે વિગેરે



# નાટકનો સાર.

## અંક ૧ લો.

સુરત શહેરમાં રહેતા ભાઈદાસ નાણાવટી નામના એક લોભી બાપને ઘેર મણીએ જન્મ લીધો હતો. યોગ્ય ઉમરની થતાં તેજ શહેરના પોતાનીજ ન્યાતીના માતાપિતા વગરના રસિક નામના પોતાથી બે વરસે મોટા એક કેળવણી લેતા યોગ્ય અને પૈસે ટકે સારી રીતે સુખી, યુવાન સાથે તેનું વેસવાળ થયું હતું બનાવ એવો બન્યો કે રસિકનો પૈસો એકાએક બેંક ભાંગી પડવાથી નાશ પામ્યો. કાળીદાસ દેસાઈ નામનો એજ ન્યાતીનો સાઠ વરસનો એક વૃદ્ધ ડોસો આ વખતે બે સ્ત્રીઓપર ત્રીજી કરવા તૈયાર થયો. પૈસાવાળો હોવાથી, રૂા. પાંચ હજાર એ કામ માટે જુદા કહાડયા. ભાઈદાસ લલચાયો અને મણીને કાળીદાસ સાથે પ ણાવવા લિખિત કબુલાત આપી. પ્રેમી રસિક, મણીને છેવટનો મળી લેવા છુપી રીતે લાગ જોઈ ગયો. મણીનું દુ:ખ તે જોઈ શકયો નહિં નવનિતરાય નામે સારી કેળવણી પામેલ સારા વિચારના અને હાલ સુરતમાં વકીલાત કરતા, પોતાને ઓળખતા, એક જાણીતા વકીલ પાસે તે ગયો. તેની સાહ્ય માગી. જે આપવા તેણે કબુલ કર્યું. આ પ્રમાણે મણીને ઘેર જતા કાળીદાસના વરઘોડામાં નવનિતરાય વકીલ જોવામાં આવ્યા. વરઘોડો માંડવે આવતાં નવનિતરાયે કરેલી યુક્તિ પ્રમાણે, કન્યા માંડવામાં આવીજ નહિં. સાજનમાં હો ! હા ! થઈ રહ્યો. વૃદ્ધ વિષયી વરરાજા ગુસ્સાખોર થનાર સસરા તરફ લાકડી લઈ ધસ્યા. નવનિતે સર્વને શાંત પાડયા. અને પોતાને નામે મણીને બોલાવી. મણીએ હિમ્મતથી એ પોતાના દાદા જેવડા ડોસાને પરણવા ચોખ્ખી ના કહી. ભાઈદાસ તેની ઉપર ગુસ્સે થઈ જોર જુલમથી તેને પાટે બેસાડવા જાયછે, તેટલામાં નવનિત વચમાં પડયો ભાઇદાસનેજ હાથે લખાયલી કબુલાતને આધારે તેણે ભાઈદાસ તથા કાળીદાસ ઉપર સરકારી સજ્યમાં ગુન્હાને રૂપે [illegible]

લઈ મત મુકી કોરટમાં મણી તરફથી ફરિયાદ કરી બન્નેને શિક્ષા કરાવવા જણાવ્યું. આ ધાસ્તીથી વૃદ્ધ વરરાજા નવનિત ઉપર ગુસ્સે થતા ખરચાયલા પૈસા માટે અફસોસ કરતા, બિચારા ઘર તરફ પાછા ફર્યા. રસિક હાજરજ હતો નવનિતે બાઈદાસને પોતાના હાથમાં આવેલો જોઈ આ બન્નેનું લગ્ન તેજ વખત કરી આપવા કહ્યું. અચાનક રીતે ફસાઈ ગયલા બાઈદાસે તે કબુલ કર્યું. અને રસિક–મણી નિરંતરને માટે જોડાયાં.

## અંક ૨ જો.

કલ્યાણદાસ દેસાઈ રસિકના કાકા હતા. રસિક તથા તેનો નાનો ભાઈ મોહન અચાનક નિર્ધન થઈ જતાં અહીંજ ઉછર્યા હતા. આ ઘરમાં મણી આવી. મણીની કાકાસાસુ ગુલાબ કાળીદાસ ડોસાની ભત્રિજી હોવાથી તે મણી ઉપર દ્વેષ રાખવા માંડી. પોતાના ધણીને મણી વિરૂદ્ધ ભંભેરી રસિક ઉપર ગુસ્સે કર્યો. આ ગુસ્સો સહન ન કરી શકાવાથી રસિકે ભણતર પડતુ મુકી કાંઈ નોકરી શોધી કાકાથી જુદા રહેવાનો વિચાર કીધો. મણીએ અભ્યાસ આગળ ચલાવવા આગ્રહ કર્યો. કાંઈ વિઘ્ન ન આવે તેટલા માટે નવનિતરાય વકીલ જે આ વખતે મુંબઈમાં હતા ત્યાં જઈ અભ્યાસ કરવા પોતાના પતીને કહ્યું. રસિકે તે કબુલ રાખ્યું. અને મુંબઈ ગયો.

મણીએ રસિકને નસાડી મુકયો એવો આરોપ ગુલાબે તેનાપર મુકયો, કલ્યાણદાસને ભંભેર્યા, અને મણીને ઘરમાંથી કહાડી મુકી. મોહન બિચારો ભાભીની આ અવસ્થા જોઈ બહુ ઉદાસ થયો પણ શું કરે ! ગરીબડી મણી સાસરેથી નિકળેલી બાપને ઘેર આવી. બાપે તેને પોતાની મરજી વિરૂદ્ધ રસિકને પરણવા માટે કહેવાય તેટલાં વચન કહ્યાં, પોતાના ઘરમાં રાખવા સાફ ના પાડી. લાચાર દુઃખી મણી મામાને ઘેર જઈ પોતાના દિવસો પૂરા કરવા મંડી.

રસિક મુંબઈ પહોંચ્યો. નવનિતે તેનો સારો સત્કાર કર્યો, અને ચંપકરામ તથા ડા. બરજોરજી નામના પોતાના બે મિત્રો સાથે તેની ઓળખાણ કરાવી. ફુરસદને વખતે આ મિત્રો દેશો

નતિ ઉપર તકરાર ચલાવતા. રાજારામ નિરંતર પ્રાચીન વિચાર, રિવાજ, અને કેળવણી શ્રેષ્ઠ છે એમ સિદ્ધ કરવા મથતો. તેજ વખતે ડા. બરજોરજી હાલના નવા વિચાર, રિવાજ તથા કેળવણી તરફ ઢળતો. નવનિતરાય બન્ને પક્ષ તરફ સમતોલ રહી બેઉનું સમાધાન કરતો. આ વિવાદમાં રસિકપણુ આનંદથી ભાગ લેતો.

ગુલાબ સ્વભાવે લોભી હોવાથી કાળીદાસ ડોસાનો અંતકાળનો વખત પાસે આવતો જાણી તેની પાસેથી કંઇ મેળવવાની આશાએ એક દિવસ તેને ઘેર ગઈ, ડોસા ઊંઘતા હતા. આ તકનો લાભ લઇ ગુલાબ ઘરેણાં ગાંઠા વિગેરે ખોળી કહાડી લઇ ત્યાંથી પસાર થઈ અરધેક રસ્તે આવી ત્યાં પાછળ ડોસાને પોલીસ સાથે આવતા જોયા. "હવે ક્યાં જવું?" કાંઇ સુઝયું નહિ. એટલામાં સામેથી મણીને પાણી ભરી તેના મામાને ત્યાં જતી જોઇ. ગુલાબે પોતાની પાસેનું પોટલું તેને સાચવવા આપ્યું. ભોળી મણીએ તે લીધું, અને એક બાજુ ઉભી રહી કાળીદાસ ડોસાએ ગુલાબની જડતી લેવરાવી કાંઇ મળ્યું નહિ એટલે નિ... થઈ વિદાય થયા. મણીએ જોયું કે આ સર્વે ચોરીનો માલ છે તેથી સર્વ ગયા પછી સાસુને પાછો આપતાં તે જેનો હોય તેને હવાલે કરવા શિખામણ આપી. ગુલાબે આ વખતે વહુને પાછું પોતાને ત્યાં આવી રહેવા વિવેક ખાતર આમંત્રણ કર્યું. મણીએ તે કબુલ કર્યું. અને પાછી સાસરે જઇ રહી. ગુલાબે કાળીદાસનું ઘરેણું પાછું ન આપતાં તે પોતાના ઘરના વાડામાં દાટયું. અહીં મોહન એક વખત ગુલાબનો છોડ રોપતો હતો તેના હાથમાં તે આવ્યું, ગુલાબે એ જાણતાં મોહન પાસે ફોસલાવી લઇ લેવા માંડયુ પણ તેણે તે તેને ન આપતાં પોતાની ભાભીને આપ્યું. મણીએ ચોરીના માલ તરીકે ફરી ઓળખ્યું. અને સાસુને વળી શિખામણ આપી. પોતે હવે મોહનને મોટે ઉપાડી પડી જશે એવી બીકથી મોહનને દૂર કરવાની યુક્તી ગુલાબે ... માંડી. મોહનની માના સમચરીને દિવસે તેણે ભટ પાસે સોમલ મંગાવી મોહનના ખાવાના બેલાડુમાં ભેળવ્યુ. મોહને માના મરણ દિવસે લાડુ ખાધા નહિ. દયાળુ બાળકે એ લાડુમાંથી એક કાગડાને મુકી દેવા

અને બીજો કાળીદાસ ડોસાને ત્યાં મોકલાવીદેવા ભાભીને કહ્યું મણીએ તેમ કીધું. મુંબઇથી રસિકપાસ થવાના સમાચારનો તથા મણી અને મોહનના ખાનગી ખરચ માટે રૂા. સોની નોટ સાથે એક કાગળ આવ્યો હતો તે દેર ભોજાઇ આનંદથી વાંચતાં હતા, તે વખતે કલ્યાણદાસને ઝેર ચઢયું છે એમ જણાવી ભટ તેમને તેડવા આવ્યો. ગુલાબે સર્વ મણી ઉપર ઢોળી પાડયું. થોડીવારમાં કાળીદાસના મરણના સમાચાર આવ્યા. તે પણ ગુલાબે મણી માથે ઢોળી પાડયું કલ્યાણદાસને હોસ્પિટલમાં લઇ જવામાં આવ્યા, અને મણીને પોલીસે કેદ પકડી.

## અંક ૩ જો.

રસિકે પ્લીડરની પરિક્ષા મોટી ફતેહમંદીથી પસાર કરી. અને નવનિત, રાજારામ તથા બરજોરજી સાથે વધારે આનંદથી દેશોન્નતિના તેમના થતા વિવાદમાં ભાગ લેવા માંડયો. અણુ-ચીતા તેને મણી પકડાયાના સમાચાર તાર તથા છાપા મારફત મળ્યા. નવનિતરાયે તેને ધીરજ આપી તથા તે રસિકને લઇ મણીની વ્હારે સુરત રવાના થયો.

જે ભટે ઝેર આણી આપ્યું હતું તેને ગુલાબે રસિકની મુંબઇથી મોકલેલી નોટ અનાયાસે હાથમાં આવતાં આપી હતી. મૂર્ખ ભટ હાથમાં નોટ આવતાં રાતના બાર વાગવાને સુમારે રસ્તામાં ખુશી થતો જતો હતો તેવામાં સિપાઇએ તેને પકડયો, અને પોતાની શેઠાણીએ એ આપી છે એવું કહેવાથી ખાતરી કરવા ગુલાબ પાસે લઇ ગયો. ગુલાબ ગભરાઇ અને પોગળ ફુટશે એ બીકે નોટ વિશે કાંઇ જાણતી નથી એમ બોલી. મોહન અણુચિતો અહીં આવી ચડયો. અને નોટ જોઇ ઓળખી. ગુલાબપર ચીડે બળેલા ભટે મોહન પાસે બધી વાત ફોડી દીધી અને પોતાને બચાવવા આજીજી કરી. ભાભી નિર્દોષ છે એમ જાણતાં દિયેર મલકાયો અને ભાભીને છોડવવા યુક્તિ કરવા માંડયો.

સેશન કોર્ટમાં કાળીદાસનું ખુન તથા કલ્યાણદાસના ખુનની કોશેશ એમ બે વાંક માટે મણીની તપાસ ચાલી. નવનિતરાય મણી તરફથી હાજર થયા. મોહન તેમને મળી શકયો નહોતો, અને તેથી તે હજી અંધારામાંજ હતા. દરેક સાક્ષી તથા પૂરાવા મણી વિરૂદ્ધ ગયા. નવનિતરાયે કેસ મુલતવી રાખવા આજીજી કરી

પણ વખતે વખત જડજે આપ્યો નહિ. અને જ્યુરીને ચાર્જ આપ્યો અને ફોરમેન ગીલ્ટીનો શબ્દ બોલવા ઉઠ્યો તેજ વખતે મોહન આવી પુગ્યો. સાક્ષી તરીકે હાજર થયો. અને સર્વની અજાયબી વચ્ચે ખરી બનેલી વાત કહી. ભટને કવીન્સ એવીડન્સ બનાવી છોડવામાં આવ્યો અને તેણે બાકી રહેલી શંકા દૂર કરી. મણીને છોડી મૂકવામાં આવી અને ગુલાબ સામે વારંટ નિકળ્યું.

કલ્યાણદાસ જે આ વખતે કોર્ટમાં હાજર હતા તે આ સર્વ ફેરફાર જોઈ અતિશય ઉદાસ થયા. રસિક તથા મોહનને પોતાના વારસ કરી વસીઅતનામુ તૈયાર કરી તેની ઉપર સહી કરી તેમણે ઘરબાર તજ્યાં અને છેવટના રસિક મણી તથા મોહનને મળવા ગયા.

આ સર્વ ખબર મૂર્ખ ભટ મારફત ગુલાબને પડી, હવે તે પસ્તાવા માંડી. તેટલામાં પોલિસના સિપાઇ તેને પકડવા આવ્યા. નક્કી પોતે ફાંસીએજ જશે એમ જાણી પોતેજ મંગાવેલું બાકી રહેલું ઝેર પોતે પી ગઈ પાછલી બારીએથી કુદી પડી રસિકના ઘર તરફ રવાના થઈ.

મણી પોતાનાં સુંદર ઘરમાં નાથની વાટ જોતી બનેલા બનાવોપર વિચાર કરતી બેઠી હતી. ત્યાં રસિક આવી પહોંચ્યો. પતિપ્રિયા આનંદથી મળ્યાં, મોહન પાસેજ હતો. ભાભીને જોઈ તેનાં કોમળ હૈયામાં આજ મરેલી માતા સાંભરી આવી. દિયરનાં હર્ષ શોકનાં આંસુ ભાભીએ વ્હાલથી લુછ્યાં. આ વખતે ત્યાં નવનિતરાય રાજારામ બરજોરજી ડાકટર તથા મણીનાં માબાપ વિગેરે આવી પહોંચ્યાં નવનિતરાયે કલ્યાણદાસનું કરેલું વસિયતનામુ સર્વને બતાવ્યું એટલામાં કલ્યાણદાસ પોતે છેવટના મેળાપ માટે આવ્યા કાકાને પોતાના વિચારથી ફેરવવા રસિકે તજવિજ કરી, પણ તે માન્યા નહિ. છેવટ બેબાકળી દુઃખી ગુલાબ ઝેર પીને ત્યાં સર્વની દયા માગવા આવી. રસિક-મણી, મોહનની માફ માગી. તેણે તેને માફ કર્યું પણ અફસોસ તેજ વખતે ગુલાબ પાછળ પડેલા પોલિસના સિપાઇઓ ત્યાં આવી પહોંચ્યા. અને વારંટની રૂએ તેને પકડવા જાય છે, તેટલામાં પાપમાં ડુબેલી એ પોતે પીધેલા ઝેરથી આ દુઃખદાયક અવસ્થામાં સર્વની ફરી ફરી માફ માગતી મરણ પામી.

# રસિક–મણી.

## અંક ૧ લો.

રસિક— ૧

ખોયું સર્વ વિકળ વિહવળ હું થયો;
અશરણુ નિરાધાર બાળ અસહાય હા બન્યો આજ ખો૦
આશા પામી સહુ નાશ મારી છેક;
છેક થયો હું નિરાશ દીધો તજી દેવા;
કરડી નજર કરી કાં, અશરણને લુટી લીધા! ખો૦

રસિક— ૨

નહિ સંપતિ કે ઘરબાર જવે! દુખથી મુજ અંતર લેશ દ્રવે,
હું સર્વ વિપત્તી બીજી હું સહી, પણ પ્યારી પીડાતી ખમાય નહીં!
અફળ સકળ મુજ આશ થઇ હવે;
વિપલ સબલ મુજ વીતી ગઇ હવે,
રસિલી પિડાતી બચાવી દઇ હવે;
શકું ન કદી મુજ સંગ લઇ હવે.
સુખદ ઉપાય સુઝે ન કંઇ હવે!
માગું મદદ પ્રભુ કોની જઇ હવે?
દુખ ભારે મતિ મૂઢ થઇ ન સુઝે કંઇ ન રૂચે કંઇ,
શરણ તુજને પ્રભુ હું વિપત હરતું.

મણી— ૩

પતિત પાવન દયા કંઇ દે હૃદયમાં હિંદુઓ કેરા;
વસેલી ક્રુરતા લઇ લે હૃદયમાં હિંદુઓ કેરા.
નીચ સ્વાર્થ નિજ સાધવા હરામના લઇ દામ;
વેચે નિજનાં બાળકોને પર ઘેર ગુલામ.
ગુલામી હાય આ ધસી હૃદયમાં હિંદુઓ કેરા!
હરામી હા! ઠસી બેઠો હૃદયમાં હિંદુઓ કેરા,

રજપુત કુળમાં નીપજ્યા બોળ્યું બાપનું નામ !
ગુલામી ધંધાનું છતાં તજે હરામી ન કામ.
નકામી જઇ વસી રીતી હૃદયમાં હિંદુઓ કેરા;
ન પામી બાળકી પ્રીતી હૃદયમાં હિંદુઓ કેરા.

ભાઈદાસ— ૪

કરમમાં કોડી જો નવ હોય દીકરીનું મોં કયાંથી જોય !
ધંધે ધાપે ખાઓ ભલે પણ એમાં ખાશો ખત્તા;
આવો ધંધો વગર ખોટનો કરો હોય જો સત્તા. પુ૦
પુરવ જનમનાં પુન્ય હોય તો પ્રગટે પેટે બેટી;
બેટી આપે બાપાજીને ભરી હેમની પેટી ! પુ૦

મણી— ૫

કરિ દયા મને તાતજી હણો,
છઉં હું બાળકી વેરિ ના બનો;
શિદ દુખી પિતા છોરૂને કરો ?
શિદ ગરીબને આગમાં ધરો ?
ગળું દબાવિને જીવ શો ભલે,
નવ વિટાળશો ઝહેને ગળે;
રડાત રાખીને હા કહો હસી,
પડું પગે પિતા જાઓ ના ખસી.

ગંગા— ૬

વ્હાલી રડ નહીં ડર નહીં ધર નહીં,
દુખ મન સબલ અબલ બની છેકજ ધિર ધર
મરણ શરણ પતિ પાલવ નહિં પડ
બાલવ નહિ રડ દુખ મહિં પડ નહિં. રડ૦
સકલ અબલ બલ અકલિત કરિ કલ વાપરિ,
ઝટ રોકું વિકટ તુજ દુખ સાગર. ડર૦

મણી— ૭

પૈસાને લોભે બાપે શું આમ કર્યાં ધરમાં,
ફિર ફિર કરશે [illegible]

કરોછ મુખ કાળું હાથેથી કર્મ કરી કૂડું;
જીવતિ મારો શિદ બાળકને થાશે નવ રૂડું.
રિબાવિને બાળકને મારો ખુનિ નિચના નિચ છો,
કદી છોડશો દુનિયાં તમને પ્રભુથી નવ છુટશો.

રસિક— ૮

અહાહા પ્યારી તું !
મીઠી સદાય થાય સુખ જાય દુઃખ !
હસિ નમિ ગમિ વદે
આનંદની રેલી હેલી ઘેલી મારી તું. અ૦
ઉડે વાસ શુભ તું ફુલમાંથી,
ઘુમું ભ્રમર હું થઈ તુજ સાથી;
મલકાઈ ગુણ ગાઈ પૂર સુભાઈ.
પ્રિયપ્રાણ સુખ ખાણ જરા જાણ,
છબીલી રસીલી બની તું ઘણી તું. અ૦

રસિક— ૯

શક્તિ સકળ મુજ વ્યર્થ થઇ હા ! દુઃખથી પ્યારી ન શકું ઉગારી. શ૦
જીવતી બાળે બાપ ઉઠીને અબળા બાળકી કોણ બચાવે !
નિરાધાર રે'સાય હાય એ જોતું રહ્યું દગવારી સારી. શ૦

કાળી— ૧૦

ઘેર જઈ કહેતાં ને વાર, છોકરાઓ ખાશો માર.

છોકરા— ચૂપ ચૂપ. છો૦

કાળી— લટપટ છોડ !

છોકરા— ખટપટ છોડ !

કાળી— આજ હું ભૂલાવીશ ખોડ.

છોકરા— ચુપ ચુપ રે ડોસલા તું ચુપ ચુપ રે માર ખાશો

કાળી— માર માર લે જોઈ બચ્ચા લે માર,

છોકરા— પછી શું થાશો ઘેર૦

મોહન— ૧૧

થયો વખત મરવાનો ડોસો ચરરાજા કહેવાય;
જમ ટાંપે કાકાને માથે ક્યારે ઓકું ખાય.
બોલતાં પડે, થુંક ને ધ્રુજે!
ડગ મગ ડગ મગ થઇ ગયો પણ પૈસે લ્હેર કરાય. થ૦
ભાન સહુ ગયું જોર જીવનું,
પણ એ પાપી ગરિબ બાળકીકેરો વેરી થાય. થ૦

પ્રેમબાઈ— ૧૨

આજે જમપૂરી પહોંચાડું રે!

કાળી— ગાંડી શું થાય અલી!
પ્રેમ— સાસુ પ્હેલી હું પરણાવું રે!
કાળી— ઘેલી શું થાય અલી!
પ્રેમ— થઈ ગધેડા.
ભગત— ઘરડા ઘોડા;
પ્રેમ— જશો પરણવા!
ભગત— દહાડા ગણવા.
પ્રેમ— ફટ ફટ થાશો,
ભગત— લાડુ ખાશો.
કાળી— છોડ જીવ જાય મારો,
ભગત— જમવાનો આવે વારો,
કાળી— ઓય ઓય ઓય ઓય બાપરે!!

રસિક— ૧૩

નિહાળી આ ભુવન લાગેછે ખંજર!
તજી મેના જશે આ કાળપિંજર.
અહીં છે રાક્ષસોની રાજધાની;
રજાં તલસી પિવાને લોહી ખંજર, નિ૦
બળી ફ્લમાં ભિખારી પોપટી એ,
જશે [illegible]

મણી— ૧૪

રસિક રસમાં પ્રિતમ જશમાં ડુબ્યું ! ડુબ્યું !

રસિક— મનહર દુખકર સુખકર પ્રિયપ્યારી જાઊં વારી
બલીહારી ડુબ્યું ! ડુબ્યું ! ૨૦

મણી— અલબેલા મારા પ્યારા;

રસિક— ઘેલાં ગુણવાળાં મારાં.

મણી— જાઊં વ્હાલાને હું વારી;

રસિક— મીઠી મીઠી વાણી તારી. ૨૦

મણી— પ્રિયપતિ—

રસિક— રસવતિ રે ! મીઠી વાણી વદતી !

મણી— પ્યારા મારા ન્યારા !

રસિક— તારા રસમાં રમી.
સુજાણ પ્યારી !

મણી— છું પ્રાણ પ્યારી !

રસિક— સુવાણ તારી ! ૨૦

મોહન— ૧૫

ફોકટ પૈસા ખરચી નાખે !
મુરખ પાછળ ગાળો ભાખે !
છેવટ દુખ નિરધન થઇ સાંખે !
નહિં જય પણ થાશે હો—હો—હો—
ખાતાં ખુટશે ફિટફિટ કરશે;
થાશે કરજી દુખિયો મરશે;
નવ જમણ કરીને કો તરશે;
જાશે ધન પાછલ હો—હો—હો—

મોહન— ૧૬

દીધો દાટી જો આજ મને ન્યાતમાં;
એવાં જુઠાં શાક દાળ અને ભાતમાં. દી૦
મહાદેવજીને બીલી ચઢે તેમ;
પતવાળી પડી માથે રાતમાં. દી૦
જમણ રહ્યું ધર્યું આપણે તો નાહા;
કાછડી અબોટિયું હાથમાં. દી૦

રસિક— ૧૭

હાય! હિંદુ લુટાય હાય! હિંદુ લુટાય!
હાય! એનાં ઘરબાર સહુ નાશ થઈ જાય.
સારે કામે કોડી એક ન અપાય;
ઊંધે રસ્તે ઉરાડી દ્રવ્ય ખુશી ખુશી થાય. હા૦
થાય રઝળતા ભીખારી હિંદુ હાય!
નહિં હરિ વળિ રૂડી શિખામણો કદી મનાય. હા.

ગુણિકા— ૧૮

સઘરા બિગારા જોબનવા,
જાઓજી બાલમ તુમ હમસે ના બોલો. મોરા સ૦
તુમ અઓરનસે પ્રીત લગાઈ,
હમરી ન લીની એક ખબરીઆં;
અએસે સોહાગકો આગ લગો,
મોરા જીયરા કયોં જલાયા! જોબનવા. જા૦

ગુણિકા— ૧૯

બાદિલાં બેગે આયોરે, મોરો જોબન બીતો જાય. બા૦
ચંદા તોરી ચાંદની સૂતી પલંગ બિછાય;
જબ જાગું તબ એકલી મરૂં કટારી ખાય. બે૦
પ્રીતમ પ્રીત લગાયકે છોડ ગયે પરદેશ;
જાનું વાકે યાદમેં લઉં જોગનકા ભેશ. બે૦

મણી—

૨૦

નહિં પડે કંઈ વ્હેન પિયુ મને, હાય !
મરણતણું શરણ છેવટ રહ્યું;
અશરણ બની હાય ... ... નહિં૦
માળ જપી હું હરદમ પિયુ પિયુ;
પૂરી ન આશ પડી કંઇ મારી,
હારી હવે તો મરૂં ઝેર ખાઈ. નહિ૦

સ્રીઓ—

૨૧

મણી વહુનાં મારે તમે સાંભળો છો કે ના ?
તમારે કાન છે કે કોડિયાંરે તમે સાંભળો છો કે ના ?
તમારે નાક છે કે નળિયાંરે તમે સાંભળો છો કે ના !
અમને ભૂખે ભમ્મર આવેરે તમે સાંભળોછો કે ના ?
અમને તરસે તમ્મર આવેરે તમે સાંભળોછો કે ના ?

સ્રીઓ—

૨૨

આજ ભરિયાં સરોવર છલિયાં રે આનંદ ભયો,
આજ કાચી કેરી પાકી રે આનંદ ભયો,
આજ દુશમનની છાતી ફાટીરે આનંદ ભયો.
આજ કોઈ કહે કલ્યાણદાસભાઈ જાડારે આનંદ ભયો.
આજ બત્રિજો પરણાવી ઉઠયારે આનંદ ભયો.

મણીની સહી—

૨૩

ચલરે ગાગર ચલરે ગાગર જમનાજી જઇએ,
જમનાજી રળીઆમણુંરે ગાગર ઘુમે. ચ૦
પાણીડાં જાઉં તો મને તડકોરે લાગે;
સાહેબા ચંદરવો બંધાવો રે ગાગર ઘુમે. ચ૦
શેરીએ ચાલું તો મને કાંટારે ભાંગે;
સાહેબા ગાલીચા ઢળાવોરે ગાગર ઘુમે. ચ૦

## અંક ૨ જો.



મણી— ૨૪

તું હરી તું હરી મોટો સહુથી આશા પૂરે ભાવેરે;
કીડીને કણ હાથીને મણ, કો સ્થળ ઠાલી નવ તુજના વણ;
દુખિયાને સુખિયા સહુ કેરો, તું પ્રભુ એલી કહાવેરે. તુ.
જ્યાં ત્યાં સહુને સરખાં લેખે, મોટું નાનું કોઇ ન દેખે;
છે ખરી છે ખરી માયા તારી, તું તુલ કોઈ ન આવેરે. તુ૦

મણી— ૨૫

લાચાર જીવનહાર છે દુખથી બિમાર છે;
આધાર નિરાધાર વીદેશે જનાર છે. લા૦
હું ભાગ્યહીણી કાજ પામે પ્રાણ આવું દુઃખ;
હજાર છે ધિઃકાર જીવન આ અસાર છે. લા૦
કરૂણા નિધી કંઈ તો કૃપાકર તું અમોપર આજ;
ઉદાર પાલનહાર છે દિનનો દાતાર છે. લા૦

મોહન— ૨૬

ન જા તું ભાઈ આમ છોડી ! છોડી મને વ્હાલા. ભા૦
રસિક— ભાભી તારી લેશે તારી સદા રૂડી સંભાળ પ્યારા,
મણી— વ્હાલા ચિંતા ના કરો કંઈ
રસિક— આંખેથી ન આંસૂ હવે ઢાળ મારા બાળ ભ્રાતા. ભા૦
મોહન—છુટાં તુજથી થતાં મુજ મનમાં કંઇ કંઇ થઇ જાય વ્હાલા૦
મણી— બાપૂ છોડો એમને,
રસિક— જાવા દે વખત વહિ જાય.
મોહન—ના છોડાય પ્યારા. ભા૦

મણી— ૨૭

પ્રભુ દુઃખી કરી, હવે લે સંગરી,
હાય હાય નહીં કંઇ સારૂ, નહિં જીવ જાય અરે !
આ ભવસાગરમાં બસ મેં સમતાપર રાખી હતી મમતા !
તોપણ દુખના ડુંગર શિરપર આવ્યા હે હરી ! પ્રભુ.
નથી વાંક તારો કાંઇ કીધો પ્રભૂ કદી,
નથી ચાહીને કોઇની કીધી કદી બદી;
ન્યાઇ થઇ અન્યાય દઇ દેવા !
કેમ દુઃખી કરી, હવે લે સંધરી. પ્રભુ.

રાજા— ૨૮

બનશે મજેના ફક્કડજી ગજવાંમાં નહિં પાઇ;
ફરશે ફુલાતા ચસમાં પેરી છાતી કાઢી ભાઇ.
ઘર સળગાવે પાપી પોતાનું ને નાચે;
ધુળ મુખમાં લેઇને લાડૂ કહીને રાચે.
ઈંગરેજ બની જઇ ભપકે ચાલે સોટી સારી સાઇ. બ૦

બર— ૨૯

ચલ તું આવ લે બતલાવ આવો ફક્કડ ડ્રેસ
પેરી ધોતી ટરબન આવ્યા જાણે કહાડયો વેશ.
ઇફ યુ સી યુ વીલ બી ગ્લેડ ટુ સી ધિસ સુટ !
કૈસી ફક્કડ કેપ બનાઈ કૈસા હય એ બૂટ !
કમ અક્કલ કરો હજી નક્કલ,
સમજી અમ જેવી આવી;
તો જાશો જગમાં ફાવી;
જો નહિ માનો હોગા આખીર બેડ તુમારા કેસ.

રાજા— ૩૦

બનો બનો ના દુઃખી (૨)
ગરથ આપી ગાંડા છતી આંખે અંધા.
મુકખ ને મુરખ ના મુખી. બ૦

કરજદાર થઇને ને અપમાન લઇને,
તમારાંથી રહેશો સુખી. બ૦
કકડતાંને જોઇ પછી રહેશો રોઈ;
જશે ધન થશો બહુ દુઃખી. બ૦

રાજા— ૩૧

કાકાને કાંટો વાગ્યો;
બાપાએ લાડુ માગ્યો.

બર— વારેવા વારેવા ના ના બહુ હુશિયાર !

રાજા— લડી પડયા તે બન્ને ભાઈ,
ગયું કૂતરૂં લાડુ ખાઈ,
કુસંપમાં નવ રહ્યું કાંઈ,

બર— હા – હા– હા– — —

મોહન— ૩૨

ચોર લોકને ચોરી કરવામાં પડતી શી હશે મઝા !
પરતું લૂટી લઇને ખાવા પિવામાં શી હશે મઝા !
જાણી જોઇને ઝેર હળાહળ પીવામાં શી હશે મઝા !
સ્વર્ગ છોડી દઈ નરકમાં જાવામાં શી હશે મઝા !
નીતી મહીં કયું ઝેર વસેછે અનીતીમાં શી હશે મઝા !
આબરૂ છોડી નકટા થઈ ફરવામાં શી હશે મઝા !
ઝેરના કીડા મરેછે ઝેરમાં આનંદથી,
જેલના જીવો ફરેછે જેલમાં આનંદથી,
ખર મીઠી સાકર નહિં ખાશે કદી આનંદથી,
નર અનીતી ભર નહિં વ્હાશે નિતી આનંદથી,
જાણે એક કુંભાર ગધાની સ્વારીમાં શી હશે મઝા !

મણી— ૩૩

પ્રેમે પત્ર પ્યારા પાઠવું, લેજો આનંદ આંસુડે વધારીરે પ્રે.
વિલા દિવસો હોલાલા ગયો આંસુનો વખ્ત;
ઊંડા નીસાસા ગયા, આજે ગઈ ગુલામી સખ્ત. પ્રે૦

અંતર આશા ઇશ્વરે આજ પુરી નિરવાણ;
આવો બન્ને એકદમ, ધસી મુજ પાસે મુજ પ્રાણ. પ્રે૦
સુખી જોવા તમને મથ્યો, અંતર આણી ઉલ્લાસ;
વ્હાલાં છેવટ હું થયો, આજ પ્રભુ કૃપાથી પાસ. પ્રે૦

**મોહન—** ૩૪

લાગે રૂપાળી કેવી ભાભીતું ! જોરેજો, અરે જો, જારેજો.
મુખડું નિહાળી જો, ઘુંઘટડો વાળીજો, છુપાવી કીકી કાળી. લા૦
રૂડી જણાય કેવી ! સામી તણાય કેવી !
જો જો રીસાય કેવી ! ફોકટ ફુલાય કેવી !
વાવા ! ચીડાય કેવી !
જોની જોની બાપુ જોની સામું જોની લેની જોની અરે જોની !
વાહવા ચટકો લટકો મટકો ! હાં — — — લા૦

---

## અંક ૩ જો.

---

નવ— } ૩૫
રાજા— } આજ આજ આનંદ આનંદ છે,
કમળા— }
આજ આજ સુખકેરો ચંદ છે.
રંગ રંગ ને ઉમંગ હર્ષ હર્ષ રંગ સંગ.
**રાજા—**વિદ્યાની મ્હેર બધે જશ દે,
વિદ્યા મળે તો સુખી રસ દે.
**બધાં—**આનંદ ... ... આનંદ

**રાજા—** ૩૬

જાઓ જુઓ યુરોપી સુધારો,
છુટા છેડાના કેસ, જુદા પ્રીતીના વેશ;
જુવો રખડતાં બાળ, ન માબાપતણી ભાળ. જા૦

નહીં અંજાઈ ભપકાથી નાસો, છુપાં કાળાં કરમતો તપાસો.
મારી તમાચો ગાલ લાલ રાખો, લેઈ બીજાને ખાડામાં નાખો.
રડે હકના હિમાયતી બિચારા, વહે આંખે હવે આંસુધારા.
છતાં ધાઓ, અંધ થાઓ, મરો જાઓ ઝેર ખાઓ. જા.

રાજા— ૩૭

હાથમાં લીધો હાથ ! ને ચાલ્યા,
ઘુમવા માસ્તર સાબરે તારો ભપકો ! બારેરે ફડફડાટને !
બાપદાદાનું બોળી બેઠા ડાહ્યાને કહેછે ડેમ !
દીવો દેખી પતંગ ધસે પડે ધસીને તેમરે ! તારો.
ડોલતી ચાલે લેડી બોલે ઈંગરેજીમાં બોલ;
બ્હારથી બાંકા ચાલછે બાંકી અંદર પોલે પોલરે ! તારો.

ભટ— ૩૮

અરે વાહરે વાહ ! અરે વાહરે વાહ !
વાહ ! વાહ ! વાહ ! વાહ !
પૈસા પાસે લ્હેરો થાશે, હાં, હાં, હાં, હાં !
આ — હા — હા — હા ! વાહરે૦
બનાતું અટારી, બનું શેઠ ભારી, મુછોને સમારી, એહેહે ખુંખારી;
કોઈ સામે બોલવા આવે તો !
બસ બસ બહુના બોલ ચાલ ચાલ ચાલ ચાલ. વાહરે૦

ભટ— ૩૯

પેલાં નાઈ બરફી ખાઈ, ગીતો ગાઈ મારા ભાઈ!
કુદ નાચું અહાહાહા ! રમું રાચું વા વા વા વા !
લઈને ગાડી પ્યારી લાડી, મોટી વાડી છાતી કાઢી !
હા હા હા હા ! ઔં ઔં ઔં ઔં ! ઓહોહોહો ઔં ઔં ઔં ઔં
આંખો ઘેરી કરી લેરી મોજાં પેરી પૈસો વેરી
માઝું ચાલી ધમધમધમધમ ! સોનું ખાલી ઠમ ઠમ ઠમ ઠમ !

ભટ— ૪૦

કરૂં હજાર હજાર સલામ સપાઇ

સિપાઇ— સબર સબર જરા,

ચલબે હયા, ચલબે હયા,

ભટ— હાય હાય !

સિપાઈ— ચુપ પલીદ મુજી નાસમજ

ભટ— પેટ દુખેછે ઓમ અર—

સિપાઈ— ન મચા કર ન સર હિલા

ભટ— ઊં ઊં જીવ જાય—

સિપાઇ— માર ખાયગા ગધા.

ભટ— ઓયરે થશે શું આજ બાર વાગીરે ગયા !

મોહન— ૪૧

હવે છોડું ભાભી કરીને સતાબી,
કાકીની ખરાબી પૂરી હું કરૂં,
ખોટી દીધી ભાભીને ફસાવી,
મળી આજ ચાવી હવે શું ડરૂં!
ઝેર તો ખવાડયું પોતે સાને કપટે.
ઠોળી બિચારી ભોળીપર દીધું વેર લીધું
બતાવી ખોટું ખરૂં.

કલ્યાણદાસ— ૪૨

નમે દગલબાજ નર છળવા,
નમે ચાંપ ફરીથી ઉછળવા,
નમે નારી જારીણી નિજ ધાર્યું ફળ ફળવા,
નમે વાઘ તલપતાં ચોટ ન દેવા કળવા.
નમે ઉંદર ફુંકી ખણવા,
નમે દુશ્મન કપટે હણવા,
નમે ધનુષ વળી જન જીવિત હારક બણવા,
નમે અતિષય તેને પોતાના નહિ ગણવા,

ગંગા— ૪૩

કોઈ લાવી આપો લાડીલી.
હા ! બચાવી આપો લાડીલી.
મારૂં જીવનું જતન હા ! લુટાયે રતન. કોઈ૦
કોઈ મળે ના જોગી જંગમ,
રાક્ષસનું આ સુધારે વતન. કોઈ૦
કપટી સાસુ પાલવ પડીને,
ફોકટ આ મારી જાય પ્યારી તન. કોઈ૦

અગન— ૪૪

આપે શું ઇનામ, બેન જો આવે છુટીને આજ તો,
હરખી નિરખી, કાલી ઘેલી વ્હેલી વ્હેલી દોડી,
તેડી વ્હાલી બેની ? આપે.
પેંડા બતાસાંને બરફી હલવો
એકલો જાઉં ચડાવી તમામ
લેની લેની બાપુ કહી તને મારી બક્કી બુક આપે.

ગંગા— ૪૫

લે લાલ ટોપી તું લટકાવી

અગન—ઝટકાવી ઝટકાવી, જોડા ચટકાવી ચટકાવી
ટોપી પટકાવી પટકાવી, કુડતું કટકાવી કટકાવી,
દઉં આમ સોટી હું ફટકાવી * * * લે૦

અણી— ૪૬

શી અજબ છે રંગ ભુમી ભેદી આ સંસારની !
મોહિની છાઈ રહીછે નાટિકા સંસારની. શી,
શોકને આનંદનાં ચિત્રો મનોહર ચીતર્યાં;
નાશ ને જાહોજલાલી છે લખી સંસારની. શી૦
જોઉં હું આશ્ચર્યથી છુપાઈ પડદા પાછળે;
જે સબળ હાથે ચલાવે ગાડી આ સંસારની. શી.

મણી— ૪૭

સુખમય મુજ પ્રિય શુભ દિન અવસર—

રસિક— ધન્ય થયો હું આજ રસીલી.

તુજ સમ પ્રિય સ્યાણી !

મણી— પામી સુખ માણી તન ધન્ય પ્રમાણી,

રસિક—પામ્યો યશ લહાણી. સુ.

બન્ને— ગુણ શુભ સ્નેહ રસે, પ્રિય હૃદયે વિલસે. સુ.

રસિક છબી સમીપ ઉભી,

નજર કરી શી મધુરી !

પ્રેમ ધરી ધન્ય ઠરી !

જઉં વિસરી વિતક સહુ

થયા પ્રસન્ન મુરારી. સુ.

